सनातन धर्म ग्रन्थावली



॥ श्री कृष्णाय नमः ॥

( શ્રી સનાતનધર્મોપદેશ )

# શ્રી નીતિ વચનમાળા.

## ( ભ. ૫ મો. )

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥


— [illegible]તા અનુવાદક અને પ્રકાશક —

શાસ્ત્રી ગ[illegible]ાશંકર મ[illegible]છાશંકર.

મહીધરપુરા-હાનગીવાનો મોહલ્લો—સુરત.


કીંમત બે આના. પોસ્ટેજ જુદુ

# પુસ્તક મળવાનાં ઠેકાણાં.

## અમદાવાદ

લક્ષ્મીશંકર પુરૂષોત્તમ ભટ્ટ

ઠે માણેકચોક ઘાંચીની પોળ

જોશી મંગળેશ્વર ગીરજાશંકર

સોના ચાંદીના દાગીનાની દુકાને મંડવીની પોળ

## મુંબઈ

વ્યાસ અમૃતલાલ હરગોવિંદ

ઠે વિઠ્ઠલવાડી વિઠોબાની ગલી

શેઠ નથુ મુળજીના માળા

## સુરત

ચંદુલાલ છીબાભાઈ સ્ટેશનરી મરચન્ટ

ઠે બુરહાનપુરી ભાગળ

ॐ

॥ श्री कृष्णाय नमः ॥

( શ્રી સનાતનધર્મોપદેશ )

# શ્રી નીતિ વચનમાળા.

## ( મ. ૫ મો. )

— સંગ્રહકર્તા, અનુવાદક અને પ્રકાશક —

શાસ્ત્રી ગંગાશંકર મંછાશંકર,

મહીધરપુરા દાલગીયાનો મોહલ્લો-સુરત.

કીંમત બે આના. પોસ્ટેજ જુદું



— છાપનાર —

**ભદ્રશંકર મંછારામ ભટ્ટ.**

“કલામય” પ્રીન્ટીંગ વર્કસ, ખાડ બજાર-સુરત.

— પ્રસિદ્ધ કર્તા —

**શાસ્ત્રી ગંગાશંકર મંછાશંકર**

ઠે. મહીધરપુરા હાલગીયાનો મહોલ્લો-સુરત.



# "વિશુધ્ધ પ્રેમ."

વિશુદ્ધ પ્રેમ પ્રકટતા દુરાચારી સદાચરણી બને છે, કાયર મનુષ્ય શૂરવીર બને છે, અનુદાર ઉદાર બને છે, પશુ, દેવ બને છે અને ગમે તેવા નિંધ મલિન પદાર્થોનુ રૂપાંતર કરી તેમને સુદર ગુણવાળા કરનાર ઇશ્વરી રસાયણિક શકિત છે આપણે વ્યાધિથી પીડાતા હોઇએ અને તેનો નાશ કરવા આ ઔષધ અને પેલુ ઔષધ, આ વૈદ અને પેલા વૈદો કે ડાકટરોને શામાટે સેવવા ? વિશુદ્ધ પ્રેમનેજ આપણા હૃદય મદિરમા સ્થાપી સેવા કરવી કે જેથી અનુપમ આરોગ્યતાનો સપૂર્ણ અનુભવ લઇ શકાય

આ વિશુદ્ધ પ્રેમનુ સ્વરૂપ શુ ? શુ પોતાના કોઈ પ્રિય મિત્ર કે પ્રિય પુત્ર કે પ્રિય સબધીમા અત્યત પ્રીતિ કરવી, તેને માટે પ્રાણ અર્પી દેવો, તેને દુખી જોઈ અત્યત દુખી થવુ તેમજ બધુ અર્પી દેવુ એ શુ વિશુદ્ધ પ્રેમનુ સ્વરૂપ છે ? અથવા શુ કોઈ વસ્તુ માટે, દેશ માટે પોતાના જાતિ ભાઇઓ માટે આમ કરવુ એ વિશુદ્ધ પ્રેમનુ સ્વરૂપ છે ? અથવા મર્યાદાવાળા દેહમા જણાતા કોઇ મહા પુરુષ માટે ઉપર કહેલુ સઘળુ કરવુ એ શુ વિશુધ્ધ પ્રેમ છે ? આવા આવા અનેક પ્રાણિપદાર્થો વગેરે પ્રત્યે પ્રેમવાળો વ્યવહાર તે વિશુદ્ધ પ્રેમનુ સ્વરૂપ નથી એ દરેકે દરેકમા પ્રેમના પરમાણુઓ આવે છે ખરા પરતુ પ્રેમ પૂર્ણ કલાએ તેમા કદી પણ પ્રકાશ આપી શકતો નથી તમા પોતાના થોડાક અશો આવવાથી તે સુખનુ ભાન કરે છે વિવિધ

લાભ આપે છે. પરંતુ તે અપૂર્ણ હોવાથી પૂર્ણ સુખ કે પૂર્ણ લાભનુ ભાન થઈ શકતુ નથી પૂર્ણ પ્રેમ અથવા વિશુદ્ધ પ્રેમમા અમુક પર પ્રેમ અને તે વિનાના બીજા તરફ તેનો અભાવ કદી હોતો નથી. સૂર્ય પોતાનો પ્રકાશ જ્યા જ્યા પ્રકટ કરે છે ત્યા એક સ્થળે વધારે પ્રમાણમા કે ઓછા પ્રમાણમા હોતો નથી પણ પ્રત્યેક જગાએ તે સંપૂર્ણ પ્રકાશ નાખે છે તેમ વિશુદ્ધ પ્રેમને એક વસ્તુ પ્રેમ કરવા યોગ્ય અને એક પ્રેમને માટે અયોગ્ય કદી પણ સભવે નહીં વિશુધ્ધ પ્રેમમા આ ગ્રહણ કરવા જેવુ કે આ ટાળી નાખવા જેવુ કાંઈજ હોતુ નથી વિશુદ્ધ પ્રેમમા મર્યાદા નથી તે એકદેશી નથી તેને મારૂ તારૂ, સારૂ નઠારૂ કે યોગ્ય અયોગ્ય એવા અસખ્ય ભેદ નથી, એક દેશમા, એક વસ્તુમા એક વ્યકિતમાં પ્રેમનુ બધન તે વિશુદ્ધ પ્રેમ સ્વરૂપ નથી પરતુ તે પ્રેમનુ સકુચિત સ્વરૂપ છે, એકના પર પ્રેમ અને બીજાના ઉપર તેનો અભાવ એ દીપકનો પ્રકાશ છે કે જે એકલા ઘરનેજ પ્રકાશિત કરે છે અન્ય સ્થળના અધકારને તે દુર કરી શકતો નથી તે સમગ્ર ભૂમડળને પ્રકાશ આપનાર સૂર્યના પ્રકાશ જેવો નથી તે રાગદ્વેષનો પિતા છે કારણ કે તે દીપક એકના ઉપર પ્રકાશમય કિરણો ફેંકે છે, અને અન્ય સ્થળે અધારુ રાખે છે આવો પ્રેમ સુખ, સપત્તિ અને આરોગ્ય ઐશ્વર્ય વગેરે ને મર્યાદાવાળા બનાવે છે સર્વ વ્યાપક પ્રેમજ વિશુધ્ધ પ્રેમ છે અને તેજ પ્રેમ મર્યાદા વિનાની સુખ સપત્તિ ઐશ્વર્ય વગેરેને અર્પે છે

શુભાકાક્ષી

શાસ્ત્રી ગગાશકર મછાશકર.

॥ ॐ श्री कृष्णाय नमः ॥



# શ્રી નીતિ વચનમાળા

---

यतो जातमिदं सर्वं स्थितं यत्र च लीयते

सत्यं ज्ञानमनंतं तं नमामि कृष्णनामकम् ॥

જેનાથી આ સઘળુ ઉત્પન્ન થયુ જેમા આ સઘળું રહેલુ છે અને જેમાં લય પામે છે તેવા અનત સત્ય જ્ઞાન સ્વરૂપ શ્રી કૃષ્ણ પ્રભુને પ્રણામ કરૂ છુ

## નાનાવિધ વિઘ્ન નિવૃત્તિ માટે શાંતિ પાઠ.

ॐ शंनो मित्रः शं वरुणः । शनो भवत्वर्य्यमा ।
शं न इंद्रो बृहस्पतिः । शं नो विष्णुरुरुक्रमः ।
ॐ नमो ब्रह्मणे । नमस्ते वायो ॥
त्वमेव प्रत्यक्ष ब्रह्मासि । त्वामेव प्रत्यक्ष ब्रह्म वदिष्यामि
ऋतं वदिष्यामि । सत्यं वदिष्यामि । तन्मामवतु ।
तद्वक्तारमवतु । अवतु माम् । अवतु वक्तारम् ।
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ ( तैत्तिरीयोपनिषद् )

[1] **મિત્ર** અમારૂં સુખ કરનાર થાઓ, [2] **વરૂણ** અમારૂં સારૂં કરો, [3] **અર્યમા** અમારૂં સારૂં કરો, [4] **ઈન્દ્ર** તથા [5] **બૃહસ્પતિ** અમારૂં સારૂં કરો, સચરાચર વ્યાપક [6] **શ્રી વિષ્ણુ** ભગવાન્ અમારૂં સારૂં કરો **બ્રહ્મને** નમસ્કાર છે હે **વાયુ દેવ** ! આપને નમસ્કાર છે, આપ પ્રત્યક્ષ **બ્રહ્મદેવ**રૂપ છો આપને પ્રત્યક્ષ **બ્રહ્મદેવ** રૂપ કહીશ હું આપને **પ્રાણવાયુ** રૂપ કહીશ હું આપને સત્યરૂપ કહીશ સમષ્ટિરૂપ **બ્રહ્મદેવ** વ્યષ્ટિરૂપ **મારૂં** પાલન કરો **વક્તાનું** (આચાર્યનું) પાલન કરો **બ્રહ્મદેવ** મારૂં રક્ષણ કરો **વક્તાનું બ્રહ્મદેવ** રક્ષણ કરો ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિ.

---

૧–મિત્ર–પ્રાણ તથા દિવસના અધિષ્ઠાતા દેવ છે ૨ વરૂણ–અપાન તથા રાત્રિના અધિષ્ઠાતા દેવ છે ૩ અર્યમા–ચક્ષુ તથા સૂર્યના અધિષ્ઠાતા દેવ છે ૪ ઇન્દ્ર–બળના અધિષ્ઠાતા દેવ છે ૫

## બુદ્ધિ આપનારા મંત્રો.

यश्छंदसामृषभो विश्वरूपः। छंदोभ्योऽध्यमृतात्संबभूव। समेन्द्रो मेधया स्पृणोतु। अमृतस्य देव धारणो भूयासम्। शरीरं मे विचर्षणम्। जिव्हा मे मधुमत्तमा कर्णाभ्यां भूरि विश्रुवम्। ब्रह्मणः कोशोऽसि मेधया पिहितः श्रुतंमे गोपाय ॥

(तै० उ० अ० ४.)

**પ્રણવ**–( વેદોમા કહેવામા આવેલા પવિત્ર શબ્દ ૐ કાર સ્વરૂપ પરમાત્મા ) કે જે વેદોમા શ્રેષ્ઠ અને વિશ્વરૂપ કહેવામા આવે છે, જે અમૃત રૂપ વેદોના કરતા પણ વધારે અમૃત રૂપે ઉત્પન્ન થયા છે, સપૂર્ણ કામનાઓના ઇશ્વર છે, તે પ્રણવ (ૐ) મારી બુધ્ધિમા વધારો કરો **હે પ્રકાશમાન્ પ્રણવ !** હુ મોક્ષ સાધન ભૂત અમૃતત્વના કારણ રૂપ જ્ઞાનને ધારણ કરનારો થાઉ મારૂ શરીર નિરોગી થાઓ મારી જીભમા અતિશય મધુરતા આવો, મારા કાનો ઘણુ સાભળનાર થાઓ, **હે પ્રણવ ૐકાર !** આપ મેધાથી ( સાધારણ બુધ્ધિથી ) વીંટાયલા અથવા સામાન્ય બુદ્ધિથી નહીં જાણી શકાય તવા **બ્રહ્મ**ના કોશ રૂપ છો જે કાંઈ પણ **બ્રહ્મજ્ઞાન** મે સાભળ્યુ છે તેનુ તમે પાલન કરો

---

બૃહસ્પતિ–વાણિ તથા બુદ્ધિના અધિષ્ઠાતા દેવ છે ૬ શ્રી વિષ્ણુ–પાદના અધિષ્ઠાતા દેવ છે ૭–ત્રણ વાર શાતિ કહેવાનુ કારણ–આધ્યાત્મિક આધિભૌતિક તથા આધિદૈવિક એ ત્રણ પ્રકારના વિઘ્નો છે માટે

## પોતાનો ઉદય કરનારા (સમૃદ્ધિ આપનારાં) મંત્રો.

आवहन्ती वितन्वाना कुर्वाणा चीरमात्मनः ।
वासांऽसि मम गावश्च । अन्नपाने च सर्वदा ।
ततो मे श्रियमावह । लोमशां पशुभिः सह स्वाहा ।
आ मायन्तु ब्रह्मचारिणः स्वाहा । वि मायन्तु ब्रह्मचारिणः
स्वाहा । प्रमायन्तु ब्रह्मचारिणः स्वाहा । द मायन्तु ब्रह्मचा-
रिणः स्वाहा । शमायन्तु ब्रह्मचारिणः स्वाहा ॥

જે લક્ષ્મીદેવી મારા વસ્ત્રો પુરા પાડે છે, મને ગાયો આપે છે, મને હંમેશા અન્ન તથા જળ પુરા પાડે છે, તે લક્ષ્મી દેવી મને ઉનવાળા ઘેટાઓ તથા બીજા પશુઓ વડે મને સમૃદ્ધિવાન્ કરો આ પ્રકારના મંત્રો વડે સ્વાહા કરી આહુતિઓ આપવી બ્રહ્મચારીઓ ! મારી પાસે આવો સ્વાહા વિવિધ કામનાવાળા અનેક બ્રહ્મચારીઓ મારી પાસે આવો, સ્વાહા પ્રજ્ઞાવાળા અનેક બ્રહ્મચારીઓ મારી પાસે આવો, સ્વાહા દમન કરવાવાળા બ્રહ્મચારીઓ મારી પાસે આવો, સ્વાહા. બ્રહ્મચારી શમયુક્ત થઇને મારી પાસે આવો સ્વાહા આ પ્રમાણે સ્વાહા શબ્દ બોલીને આહુતિઓ આપવી.

## કીર્તિ આપનારાં મંત્રો.

यशो जनेऽसानि स्वाहा । श्रेयान् वस्यसोऽसानि स्वाहा ।
तं त्वा भग प्रविशानि स्वाहा । स मा भग प्रविश स्वाहा ।
तस्मिन् सहस्रशाखे निभगाहं त्वयि मृजे स्वाहा ।
यथाऽपः प्रवता यान्ति । यथा मासा अहर्जरं ।
एवं मा ब्रह्मचारिण । धातरायान्तु सर्वत स्वाहा
प्रतिवेशोऽसि प्रमा भाहि प्रमा पद्यस्व ॥
(शीक्षावल्ली तै. अ० ४)

સઘળા મનુષ્યોમા હુ [૧]યશસ્વી થાઉ, સ્વાહા સમૃદ્ધિવાળા ઓના કરતા પણ વધારે શ્રેષ્ઠ થાઉ, સ્વાહા

હે ભગવન્! કોશરુપ તમારામા હુ પ્રવેશ કરૂ, સ્વાહા,

હે પરમેશ્વર! આપ મારામા પ્રવેશ કરો, સ્વાહા

હે ભગવન્! [૨]હજાર શાખાઓમા ફેલાયલા આપને વિષે પાપને ધોઇ નાખી પવિત્ર થાઉ સ્વાહા

જેમ જળ નીચાણુ પ્રદેશ તરફ વહે છે, જેમ મહિનાઓના વહેવાથી વર્ષ બને છે, તેમ હે પ્રણવ સ્વરુપ વિધાતા! બ્રહ્મચારીઓ સઘળી દિશાઓમાથી મારી પાસે આવો આપ સર્વના આશ્રય છો આપ મારામા પ્રકાશ પાડો તથા આપ મને આપના સ્વરુપમય કરો

---

૧ વિદ્યા સપ્રદાયથી ઉત્પન્ન થયેલી કીર્તિ ૨ અનેક મૂર્તિઓના ભેદવાળુ

## स्रग्धरा वृत्तम्

गत्वा गायन्वनान्ते मधुर मुरलिकारागिणीहारिणीभि
र्गीर्भिर्गुप्ताक्षराभिर्व्रजवरवनितागूढमाहूय ताभिः।
रासारंभेऽन्वगेव स्थितमनुपधिभिः प्रेमयोगं स्वगोष्ठ्या
गौणीकुर्वन्ननंग व्यपनयतु ममाऽऽग समूहं मुकुन्द ॥४६७॥

અર્થ—મધુર મધુર નાદ કરતી મોરલીમાથી નીકળતી સુંદર રાગણીને હરણ કરનારી સુંદર વાણીથી વૃંદાવનના જઈને ગાયન કરનાર, મોરલીમાથી નીકળતા સંકેતના ગુપ્ત અક્ષરોથી વ્રજની સુંદર વનિતાઓને છાની રીતે બોલાવીને તેઓની સાથે અખંડ રાસને આરંભ કરી પરસ્પર ઉપાધિ-વગરની પ્રેમ વાર્તાઓ કરનાર અનંત કોટી કામદેવ કરતા અધિક સુંદર સ્વરૂપ ધારણ કરનાર શ્રી કૃષ્ણચંદ્ર પ્રભુ અમારા અપરાધોને દૂર કરો ૪૬૭

रजोजुषे जन्मनि सत्ववृत्तये
स्थितौ प्रजाना प्रलये तम स्पृशे
अजाय सर्गस्थितिनाशहेतवे
त्रयीमयाय त्रिगुणात्मधारिणे ॥४६८॥

( कादम्बरी )

પ્રજાઓને ઉત્પન્ન કરવાના સમયમાં રજો ગુણને સેવનારા પ્રજાની સ્થિતિના સમયમા સત્વગુણને સેવનારા પ્રજાનો પ્રલય કરતી વખતે તમો ગુણને ધારણ કરનાર, અજન્મા, સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયનુ કારણ, ત્રણ વેદ સ્વરૂપ અને ત્રણ ગુણ સ્વરૂપ બ્રહ્મા–વિષ્ણુ અને મહેશ્વર સ્વરૂપ પરમાત્માને પ્રણામ કરૂ છુ ૪૬૮

## આ ચાર ચીજ અનર્થનું મૂળ છે.

यौवन धनसपत्ति प्रभुत्वमविवेकता
एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥४६९॥
(सा० म०)

જુવાની, ધનની સપત્તિ, શેઠપણુ, અવિવેકપણુ એ ચારમાથી એક એક હોય તો અનર્થ ઉત્પન્ન કરે છે તો જ્યા એ ચારે હોય ત્યા તો શુ કહેવુ ૪૬૯

## મૂર્ખ પુત્ર નકામો છે.

कोऽर्थ पुत्रेण जातेन यो न विद्वान् न धार्मिक ।
काणेन चक्षुषा किंवा चक्षु पीडैव केवलम् ॥४७०॥
(सा. मं.)

જે પુત્ર વિદ્વાન્ અથવા ધાર્મિક નથી તેવા પુત્રથી શું અર્થ સરે છે? કારણકે આંખે કાણો હોય તેને તો ચક્ષુની પીડાજ છે અન્ય કાંઈ નથી. ૪૭૦

अजातमृतमूर्खाणां वरमाद्यौ न चातिम
सकृद्दुःखकरावाद्यावंतिमस्तु पदे पदे ॥४७१॥

(सा. प.)

નહિ જન્મેલો, મરણ પામેલો અને મૂર્ખ એવા ત્રણ પ્રકારના પુત્રોમાં પ્રથમના બે સારા છે પરંતુ છેલ્લો પુત્ર જે મૂર્ખ છે તે સારો નથી કારણકે પહેલા બે પુત્રો તો એકજ વાર દુ:ખી કરે છે પરંતુ છેલ્લો જે મૂર્ખ છે તે તો પગલે પગલે દુ:ખી કરે છે ૪૭૧

સત્સમાગમથી મૂર્ખ પણ કુશળ થાય છે.

काचं काचनसंसर्गाद्धत्ते मारकतीर्द्युती
तथा सत्संनिधानेन मूर्खो याति प्रवीणताम् ॥

કાચનની સાથે રહેવાથી કાચ પણ મરકતમણિની કાંતિ ધારણ કરે છે તેમ સંત પુરૂષોની સાથે બેસવાથી મૂર્ખ પણ પ્રવીણતા મેળવે છે

## સમાગમ પ્રમાણે મતિ થાય છે.

हीयते हि मतिस्तात हीनैः सह समागमात् ।
समैश्च समतामेति विशिष्टैश्च विशिष्टताम् ॥ ४७३

હે તાત ! નીચના સમાગમથી મતિ ક્ષીણ થાય છે, સમાન માણસથી સમાનતા મળે છે અને વિશેષ વડે મતિ શ્રેષ્ઠ થાય છે' ૪૭૩

## ક્રિયા ન ફળવાનુ કારણ.

नाद्रव्ये निहिता काचित् क्रिया फलवती भवेत् ।
न व्यापारशतेनापि शुकवत् पाठ्यते बक ॥ ४७४

અદ્રવ્યમા નાખેલી ક્રિયા કદીપણ ફળતી નથી જેમ સેકડો પ્રકારે પણ બગલાને પોપટની પેઠે ભણાવી શકાય નહિ

## હલકાને પણ સારા સમાગમથી ઉંચી પદવી મળે છે

कीटोऽपि सुमनः संगादारोहति सतां शिरः ।
अश्मापि याति देवत्वं महद्भिः सुप्रतिष्ठित ॥ ४७५

પુષ્પની સોબતથી કીડો પણ સાધુઓના માથા પર જઇ બેસે છે અને મોટાઓથી પ્રતિષ્ઠિત પત્થર પણ દેવપણુ પામે છે ૪૭૫

## ભૂખ્યો શું નથી કરતો ?

त्यजेत्क्षुधार्तो महिलां स्वपुत्रं
खादेत् क्षुधार्ता भुजगी स्वमंडम् ।
बुभुक्षितः किं न करोति पापं
क्षीणा नरा निष्करुणा भवन्ति ॥ ४७६

ભૂખથી પીડાયલો પોતાની સ્ત્રી અને પોતાના પુત્રોને ત્યજે છે, ભૂખી સાપણ પોતાના ઇંડાને ખાઇ જાય છે, ભૂખ્યો પુરૂષ શું પાપ નથી કરતો? કારણ ભૂખ્યા માણસો કરૂણા વગરના થાય છે. ૪૭૬

## અભયદાન સર્વમાં શ્રેષ્ઠ છે.

न भूमिदान न सुवर्णदान
न गोप्रदान न तथान्नदानम् ।
यथा वदन्तीह महाप्रदान
सर्वेषु दानेष्वभयप्रदानम् ४७७

સર્વદાનોમાં અભયદાન વધારે શ્રેષ્ઠ છે, પરંતુ ભૂમિદાન સુવર્ણદાન, ગૌદાન કે અન્નદાન શ્રેષ્ઠ નથી ૪૭૭

## તાડન કરવુ એજ શ્રેષ્ઠ છે.

लालयेत्पंचवर्षाणि दश वर्षाणि ताडयेत् ।
प्राप्ते तु षोडशे वर्षे पुत्रंमित्रमिवाचरेत् ॥ ४७८

પાચ વર્ષ સુધી પુત્રને લાડ લડાવવો તે પછીના દશ વર્ષ સુધી તાડન કરવુ અને સોળમા વર્ષથી પુત્રની સાથે મિત્રની પેઠે આચરવુ ૪૭૮

## બાંધવ કોને કહેવાય

उत्सवे व्यसने चैव दुर्भिक्षे शत्रुविग्रहे ।
राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बांधवः ॥ ४७९

ઉત્સવમા, વ્યસનમા, દુકાળ વખતે, શત્રુની સાથે લડાઇમા, રાજદ્વારમા (કોર્ટ દરબારમા) અને શ્મશાને જે ઉભો રહે છે તેજ પોતાનો બાંધવ છે ૪૭૯

## કેવો મિત્ર ત્યાજ્ય છે ?

परोक्षे कार्य हतार प्रत्यक्षे प्रियवादिनम् ।
वर्जयेत् तादृश मित्र विषकुभ पयोमुखम् ॥ ४८०

આપણી પાછળ કાર્યનો નાશ કરે, આપણી સામે બેસીને પ્રિય બોલે તેવાનો ઝેરથી ભરેલો પણ ઉપરથી દુધવાળા ઘડાની પેઠે ત્યાગ કરવો ૪૮૦

## અતિ સર્વત્ર વર્જ્ય કરવુ

अतिदर्पे हता लंका अतिमाने च कौरवा ।
अतिदाने बलिर्बद्धो अति सर्वत्र वर्जयेत ॥ ४८१

અતિશય અહંકારથી લંકા નાશ પામી અભિમાન રાખવાથી કૌરવો નાશ પામ્યા અતિદાન કરવાથી બલીરાજા બંધાયો માટે અતિનો હમેશા ત્યાગ કરવો ૪૮૧

## દુર્લભ વસ્તુનુ વર્ણન

दुर्लभ संस्कृत वाक्य दुर्लभ क्षेमकृत सुतः ।
दुर्लभा सदृशी भार्या दुर्लभ स्वजन प्रिय ॥ ४८२

સસ્કારી વાકય, કલ્યાણ કરનારો પુત્ર પોતાને યોગ્ય સ્ત્રી, અને પોતાને પ્રિય સ્વજન, એટલી વસ્તુ મળવી કઠણ છે, ૪૮૨

## બળવાન કોણ ?

दुर्बलस्य बलं राजा बालानां रोदनं बलम् ।
बलं मूर्खस्य मौनत्वं चौराणामनृतं बलम् ॥ ४८३

દુર્બળનુ બળ રાજા છે, બાળકનુ બળ રૂદન છે, મૂર્ખનુ બળ મૌન છે અને જુઠુ બોલવુ તે ચોરોનુ બળ છે ૪૮૩

कोऽतिभारः समर्थाना किं दूरं व्यवसायिनाम् ।
को विदेशः सविद्यानां कः परः प्रियवादिनाम् ॥ ४८४

સમર્થ પુરૂષોને અતિભાર શુ ? ઉદ્યોગીને કાંઇપણ વસ્તુ દુર નથી વિદ્યાવાન્‌ને પરદેશ શુ ? અને પ્રિય બોલનારને પારકો કોણ ? અર્થાત્ કોઇ નહિ ૪૮૪

## સુખ દુઃખનો માર્ગ.

आपदां कथितः पंथा इंद्रियाणामसंयमः ।
तज्जयः संपदां मार्गो येनेष्टं तेन गम्यताम् ॥ ४८५

ઇંદ્રિયોનો અસંયમ (વશ ન રાખવી તે) આપત્તિનો

માર્ગ છે અને તેઓનો જય એ સપત્તિનો માગ છે માટે જેઓને જે પ્રિય લાગે તેઓએ તે તરફ જવું ૪૮૫.

सेवितव्यो महावृक्ष फलच्छायासमन्वित ।
यदि दैवात् फलं नास्ति छाया केन निवार्यते ॥ ४८६

ફળ અને છાયાવાળા મોટા વૃક્ષને અવશ્ય સેવવો એમ કરતા દવના બળને લીધે જો કદાચ ફળ ન મળે તેથી શુ ? પણ છાયાને તો કોઈ રોકી શકતુ નથી ૪૮૬

भाषासु मुख्या मधुरा दिव्या गीर्वाण भारती ।
तस्माद्धि काव्य मधुरं तस्मादपि सुभाषितम् ॥ ४८७

ભાષાઓમા મુખ્ય મધુર અને દિવ્ય સસ્કૃત ભાષા છે. તેમા પણ કાવ્ય મધુર છે તેમા પણ સારૂ ભાષિત કાવ્ય મુખ્ય છે ૪૮૭

## કુકાવ્ય નિંદા

किं तेन किल काव्येन शृण्वानस्य यस्य ता ।
उद्वेरिव नायान्ति रसामृतपरंपरा ॥ ४८८

સુમુદ્રની પેઠે મથન કરેલા જે કાવ્યમાથી રસ (શૃગાર રસ વગેરે) અમૃતની પક્તિઓ પ્રાપ્ત થતી નથી તે કાવ્ય શુ કામનુ છે તે કાવ્યજ ન કહેવાય ૪૮૮

## આવા કાવ્ય તથા બાણુ નકામા છે

किं कवेस्तस्य काव्येन किं काव्येन धनुष्मत !
परस्य हृदये लग्नं न घूर्णयति यच्छिरः ॥ ४८९

જે બીજાના હૃદયને લાગતાની સાથેજ મસ્તકને ધુણાવતુ નથી તેવુ કવિનુ કાવ્ય કે ધનુષધારીનુ બાણ શુ કામનુ ?

## વંદન કરવા યોગ્ય મહાત્મા.

ते वंद्यास्ते महात्मानस्तेषां लोके स्थिरं यशः ।
यैर्निबद्धानि काव्यानि ये वा काव्येषु कीर्तिता ॥ ४९०

જેઓએ કાવ્યો બનાવ્યા છે જેઓ કાવ્યોમા ગવાયલાં છે (વખણાયલા છે) તેવા કવિઓ મહાત્માઓનો યશ લોકોમા સ્થિર રહયો છે તેજ મહાત્મા વદનીય છે ૪૯૦.

## અપૂર્વ રસનો સ્વાદ કોણ લે છે ?

अपूर्वो भाति भारत्या काव्यामृतफले रस ।
चर्वणे सर्वसामान्ये स्वादुवित् केवलं कवि ॥ ४९१

સરસ્વતીના કાવ્યરૂપ અમૃત ફળમા એવો અપૂર્વ રસ દીપી રહ્યો છે કે જેનુ ચર્વણ (ચાવવુ) સઘળાને એક સરખુજ થાય છે તો પણ તેનો ખરેખરો સ્વાદ તો કવિજ જાણે છે ૪૯૧

तत्त्वं किमपि काव्यानां जानाति विरलो भुवि ।
मार्मिक को मरन्दानामंतरेण मधुव्रतम् ॥ ४९२

પૃથ્વીમા કાવ્યના તત્વને જાણનાર કોઈ વિરલોજ હોય છે કારણ કે ભમરા સિવાય પુષ્પના રસનો મર્મ જાણનારો બીજો કોણ છે ? ૪૯૨

## મનસ્વી (નોકીલા) પુરૂષોની વૃત્તિ

कुसुमस्तवकस्येव द्वे वृत्ती स्तो मनस्विन ।
मूर्ध्नि वा सर्वलोकस्य विशीर्यत वनेऽथवा ॥ ४९३

પુષ્પના ગુચ્છની પેઠે મનસ્વી પુરૂષોની વૃત્તિઓ બે પ્રકારે છે સર્વ જનના મસ્તકપર રહે અથવા તો વનમા વિસ્તરણ થઈ જાય ૪૯૩

## દુર્જનોએ મેળવેલા ધનથી પોતાનુ હિત કરવું નહિ.

वरमहिमुखे क्रोधाध्माते करो विनिवेशितो
विषमपि वरं पीत्वा सुप्तं कृतान्तनिवेशने ।
गिरिवरतटीमुक्तश्चात्मा वरं शतधा कृतो
नतु खलजनावाप्तैरर्थं कृतं हितमात्मना ॥ ૪૯૪

ક્રોધપૂર્ણ સર્પના મુખમા હાથ નાખવો સારો. ઝેર પીવું સારૂ કાળના ઘરમા શયન કરવુ સારૂ, અને પર્વત ઉપરથી પોતાના દેહને પડતો મુકી તેના સો ટુકડા કરવા સારા પણ દુર્જનોએ મેળવેલા પૈસાથી પોતાનુ હિત કરવુ સારૂ નહિં.

## સાધુ સ્વભાવ વર્ણન.

उपकर्तुं प्रियवक्तुं कर्तु स्नेहमकृत्रिमम् ।
सुजनाना स्वभावोऽय केनेन्दुः शिशिरीकृतः ॥
निर्गुणेष्वपि सत्वेषु दयां कुर्वंति साधव ।
नहि संहरते ज्योत्स्ना चन्द्रश्चांडालवेश्मनि ॥ ૪૯૫

ઉપકાર કરવાનો, પ્રિય વચન બોલવાનો, અને કુદરતી સ્નેહ કરવાનો સજ્જનોનો સ્વભાવ છે કારણકે ચદ્રને કોણે શીતળ કર્યો (શીતળ રહેવાનો તો તેનો સ્વભાવજ છે).

સાધુઓ ગુણહીન પ્રાણિઓપર પણ દયા કરે છે કારણ કે ચંદ્રમા ક્રૂર કર્મ કરનાર ચાડાળના ઘર ઉપરથી પોતાની કાંતિ (ચાંદરણી) ને હરણ કરતો નથી. ૪૯૫

अपेक्षन्ते न च स्नेहं न पात्रं न दशान्तरम् ।
सदा लोकहिते युक्ता रत्नदीपा इवोत्तमाः ॥ ४९६

ઉત્તમ પુરુષો રત્નનાદીપકની પેઠે સ્નેહની, પાત્રની કે સ્થીતિના ફેરફારની બિલકુલ અપેક્ષા રાખતા નથી, પરંતુ તેઓ હમેશા લોક હિતમાજ આસક્ત રહેનારા છે જેમકે રત્નદીપક પણ સ્નેહ એટલે તેલ, પાત્ર એટલે કોડીયુ, દશાંતર એટલે દીવેટની અપેક્ષા રાખતા નથી પરંતુ સદા લોક એટલે હંમેશાં પ્રકાશ આપવામાજ આસક્તિ રાખે છે ૪૯૬

નીતિ ભણનારનો પરાભવ થતો નથી

अधीते य इद नित्यं नीतिशास्त्रं शृणोति यः ।
न पराभवमाप्नोति शक्रादपि कदाचन ॥ ४९७

( वि० स० )

જે પુરુષ હંમેશા આ નીતિશાસ્ત્રનો અભ્યાસ કરે છે અથવા સાભળે છે તે કદાપિ ઇંદ્રથી પરાભવ પામતો નથી. ૪૯૭

रंकस्य नृपतेर्वापि जिह्वासौख्यं समं स्मृतम् ।
तन्मात्रं च स्मृतं सारं यदर्थं यतते जनः ॥ ४९८
( पं० तं )

રકને અને રાજાને જીભનો સ્વાદ એક સરખોજ હોય છે અને સાર પણ તેમાજ સમાયલો છે કે જેને માટે માણસ યત્ન કરે છે ૪૯૮

यद्येत्र न भवेल्लोके कर्म जिह्वाप्रतुष्टिदम् ।
तन्न भृत्यो भवेत् कश्चित कस्यचिद्वशगोऽथवा ॥ ४९९
( पं० त )

આ લોકમા જીભને પ્રતુષ્ટ કરનારૂં કર્મ જો ન હોય તો કોઇ કોઇનો ચાકર નથી અને કોઈ કોઇને વશ પણ નથી ૪૯૯

यदसत्यं वदेन्मर्त्यो यद्वा सेव्य च सेवते
यद्गच्छति विदेशं च तत् सर्वमुदरार्थतः ॥ ५००

માણુસ જે કાંઈ જુઠું બોલે છે અથવા અસત્યની સેવા કરે છે અથવા પરદેશ વેઠે છે તે સઘળુ પેટને માટેજ છે

## ઉપદેશથી સ્વભાવ બદલાતો નથી.

स्वभावो नोपदेशेन शक्यते कर्तुमन्यथा ।
सुतप्तमपि पानीयं पुनर्गच्छति शीतताम् ॥ ५०१

ઉપદેશથી (શીખામણથી) સ્વભાવ કદી પણ અન્યથા (બદલાતો) થઈ શકતો નથી સારૂ તપેલુ જળ ફરીથી પાછુ ટાઢુ થઇ જાય છે તેમ સ્વભાવ પણ જેવા છે તેવોને તેવોજ પાછો થઇ જાય છે ૫૦૧

## દુર્જનની મૈત્રી દીવાની જવાળાના જેવી છે

पात्रमपात्रीकुरुते दहति गुणं स्नेहमाशु नाशयति ।
अमले मल नियच्छति दीपज्वालेव खलमैत्री ॥ ५०२

( मु० )

દુર્જનની મિત્રતા દીવાની જવાળા જેવી છે દીવાની જવાળા જેમ પાત્રને નઠારૂ પાત્ર કરી દે છે, ગુણને-દીવેટને બાળે છે, તત્કાળ સ્નેહ-તેલનો નાશ કરે છે, નિર્મળ

વસ્તુમા મળ-મેસ લગાડે છે તેમ દુર્જનની મિત્રતા યોગ્યને અપાત્ર-અયોગ્ય બનાવી દે છે ગુણને-સદ્‌ગુણને બાળી નાખે છે, સ્નેહ પ્રીતિનો નાશ કરે છે અને પવિત્ર પુરૂષોમાં મળ-દોષ આપે છે ૫૦૨

આ સંસાર અમૃતમય છે? કે વિષમય?

क्वचिद् विद्वद्गोष्ठी क्वचिदपि सुरामत्तकलहः
क्वचिद् वीणावादः क्वचिदपि च हाहेति रुदितम् ।
क्वचिद्रम्या रामा क्वचिदपि जराजर्जरतनु
र्न जाने संसारः किममृतमयः किं विषमयः ॥ ५०३

(सु०)

કોઈ ઠેકાણે વિદ્વાનોની ગોષ્ઠીઓ થાય છે તો કોઈક ઠેકાણે તો દારૂ પીને ઉન્મત્ત થયેલાઓનો માહોમાહ કજીઓ થાય છે કોઈ ઠેકાણે વીણાનો નાદ થાય છે તો કોઈક ઠેકાણે તો હાહાકાર સાથે રૂદન થાય છે કોઈ ઠેકાણે સુંદર સુંદરી છે તો કોઈ ઠેકાણે વૃદ્ધાવસ્થાથી શિથીલ શરીરવાળો પુરૂષ છે. તેથી હું જાણતો નથી કે આ સંસાર અમૃતમય છે કે વિષમય છે? ૫૦૩

## સારી વાણીની શ્રેષ્ઠતા

द्राक्षा म्लानमुखी जाता शर्करा चाश्मतां गता
सुभाषितरसस्याग्रे सुधा भीता दीवं गता ॥ ५०४

(સારીવાણી) સુભાષિત રસની આગળ દ્રાખનુ મુખ કરમાઈ ગયુ સાકર બિચારી પથ્થર બની ગઈ અને અમૃત તેનાથી ભય પામીને સ્વર્ગે ચાલ્યુ ગયુ ૫૦૪

[1]અભિસારિકા સ્ત્રીની પેઠે સૂક્તિ આનંદ આપે છે.

अकलितशब्दालंकृतिरनुकूला स्खलितपदनिवेशापि ।
अभिसारिकेव रमयति सूक्तिः सोत्कर्षशृंगारा ॥ ५०५
(सु०)

શબ્દ અલકાર વિનાની, તરત રસ ઉત્પન્ન કરનારી,

---

[1] જે સકેતમા પોતાના નાયકને મળવાને ગુપ્તરીતે જાય છે તે **અભિસારિકા** તે અવાજ થાય તેવા ઘરેણા પહેરતી નથી નાયકને અનુકૂળ રહે છે અને જેવા તેવા અગર નઠારા સ્થાનોમા પગ મુકીને ચાલે છે અને રતિને પોષે છે તેવી રીતે સુભાષિત પણ શબ્દાલંકાર વગેરેથી રહિત હોય તો પણ તરત રસ આપનાર, કોમળ પદવાળા અને શૃગાર રસથી ઉત્કર્ષવાળા હોય તોજ આનદ આપે છે

કોમળ પદવાળી અને શૃઙ્ગાર રસથી ઉત્કર્ષ પામેલી સુભાષિત ઉક્તિ (વચન) અભિસારિકા નાયિકાની પેઠે આનંદ આપે છે

## બીજો અર્થ.

અભિસારિકા સ્ત્રી કેવી છે ? શબ્દ કરનારનૂપુર વગેરે અલંકારોથી રહિત, અનુકૂલા–નાયકને અનુકૂળ રહેનારી, સ્ખલિત અસ્થાનમા ચરણુ મૂકનારી, સોત્કર્ષ "હુ આનીજ છુ અને આ નાયક મારો છે" એ પ્રમાણે રતિ પોષનારી છે

## વૃક્ષો અને સત્પુરૂષો બીજાની આબાદાનીને માટેજ છે

छायावन्तो गतव्यालाः स्वारोहाः फलदायिनः ।
मार्गद्रुमा महान्तश्च परेषामेव भूतये ॥ ५०६

સજ્જન પક્ષે—છાયાવાળા, દુર્જન વિનાના, સાધ્ય દરેક સારા કાર્યરૂપ ફળ આપનાર સત્પુરૂષો બીજાની આબાદીને માટેજ છે

## બીજો અર્થ

વૃક્ષ પક્ષે—છાયાવાળા સાપો વિનાના, સારી રીતે ઉપર ચડાય તેવા સુંદર ફળો આપનારા વૃક્ષો પણુ પારકાને માટેજ છે.

## સારો શ્લોક અને સત્પુરૂષની સમાનતા

प्रकृतिप्रत्ययोपेतः सद्वृत्त साधुसंमत ।
अर्थार्पणसमर्थश्च सुश्लोक इव सज्जनः ॥ ૫૦૭

સારા શ્લોક પક્ષે—સારો શ્લોક પ્રકૃતિ–મૂળરૂપ (સધિ વગરનુ રૂપ) અને પ્રત્યયની સાથે યુક્ત હોય છે સારા છદવાળો હોય છે સાધુપુરૂપોએ માનેલો છે શબ્દાર્થને અર્પણ કરવામા સમર્થ હોય છે તેમ

### બીજો અર્થ

સજ્જન પક્ષે—સજ્જન પણ સ્વભાવથી અને વિશ્વાસથી યુકત હોય છે સારા આચરણવાળો, સાધુપુરૂષોએ માનેલો અને ધનને અર્પણ કરવામા સમર્થ હોય છે

## રાજાએ પિતાતુલ્ય પ્રજાનુ રક્ષણ કરવું

तस्करेभ्यो नियुक्तेभ्यः शत्रुभ्यो नृपवल्लभात् ।
नृपतिर्निजलोभाच्च प्रजा रक्षेत् पितेव हि ॥ ૫૦૮

ચોર લોકોથી, નિયુકત શત્રુઓથી, રાજાને વહાલા માણસોથી (ઉપરી અધિકારીથી) અને પોતાના લોભથી પણ રાજા પિતાતુલ્ય પ્રજાની રક્ષા કરે. ૫૦૮

## સામાદિ સાધનથી શત્રુને વશ કરવો

सामना दानेन भेदेन समस्तैरथवा पृथक् ।
साधितुं प्रयतेतारीन्न युद्धेन कदाचन ॥ ५०९

શત્રુને સામ, દામ, ભેદ એ સઘળા સાધનોથી વશ કરવો અથવા તો એક એકથી વશ કરવા પ્રયત્ન કરવો પરંતુ યુદ્ધવડે વશ કરવાનો કદી પણ પ્રયત્ન કરવો નહિ ૫૦૯

## ધાન્યનો સંગ્રહજ ઉત્તમ ગણાય.

धान्यानां संग्रहो राजन्नुत्तमः सर्वसंग्रहात् ।
निक्षिप्तं हि मुखे रत्नं न कुर्यात् प्राणधारणम् ॥ ५१०

હે રાજન્ ! સમગ્ર વસ્તુઓનો સંગ્રહ કરવા કરતાં ધાન્યનો સંગ્રહ કરવો શ્રેષ્ઠ છે કારણકે રત્નનું ભક્ષણ કરવાથી કદી પણ પ્રાણ ધારણ થઈ શકે નહિ તે તો અન્નથીજ ટકે છે. ૫૧૦

## એકજ પદાર્થને જોનારા ત્રણ પ્રકારે જુએ છે.

एक एव पदार्थस्तु त्रिधा भवति वीक्षित ।
कुणप कामिनी मांसं योगिभि कामिभि श्वभि ॥ ५११

જોનારાઓ એકજ પ્રદાર્થને ત્રણ પ્રકારે જુવે છે યોગિઓ તેને શબ જુવે છે, કામી પુરૂષો તેને સ્ત્રી જુવે છે અને કુતરાઓ તેને માસ રૂપે જુવે છે   ૫૧૧

## સંસારી છતાં બ્રહ્મજ્ઞાનના દંભ કરનારને તજવો.

सांसारिकसुखासक्तं ब्रह्मज्ञोऽस्मीति वादिनम् ।
कर्मब्रह्मोभयभ्रष्टं त त्यजेदन्त्यज यथा ॥ ५१२

સસારના સુખમા આસકત છે અને "હુ બ્રહ્મજ્ઞાની છુ" એમ બોલે છે તેવો પુરૂષ કર્મથી પણ ભ્રષ્ટ થાય છે અને બ્રહ્મથી પણ ભ્રષ્ટ થાય છે માટે તેને અત્યજ ગણી તેનો ત્યાગ કરવો   ૫૧૨

## ક્વચિત્ મળનારી વસ્તુઓ.

शैले शैले न माणिक्य मौक्तिकं न गजे गजे ।
साधवो न हि सर्वत्र चन्दनं न वने वने ॥ ५१३

દરેક પર્વતોમા કાંઈ માણેક પાકતા નથી દરેક હાથીઓમાં કઇ મોતી હોતા નથી ઠેકાણે ઠેકાણે કઈ સતમહાત્માઓ મળતા નથી દરેક વનમા કઇ ચદનવૃક્ષ ઉગતા નથી. એતો કદાચિતજ મળે છે   ૫૧૩

## નહિજ ઉત્તરવાળી વસ્તુઓ

प्रीतिलक्ष्मीर्व्यय क्लेशः सा किं सा किं स किं स किम् ।
या लोभाद्या परद्रोहात् परार्थे य' परार्थकृत् ॥ ५१४

લોભ વગેરેથી યુકત પ્રીતિ હોય તે શુ પ્રીતિ કહેવાય? નહિજ પારકાઓનો દ્રોહ કરી મેળવેલી લક્ષ્મી શુ લક્ષ્મી કહેવાય? નહિજ પારકાને માટે પૈસા ખર્ચીયે તે ખર્ચ શું ધર્મ કહેવાય? નહિજ પારકાના સુખને ખાતર કદાચ ક્લેશ વેઠવો પડયો હોય તો તે શુ ક્લેશ કહેવાય? નહિજ ૫૧૪

### ચચળ દશ મકારનું વર્ણન

मनोमधुकरो मेघो मानिनी मदनो मरुत् ।
मा मदो मर्कटो मत्स्यो मकारा दश चंचला ॥ ५१५

મન મધુકર (ભમરો), મેઘ, માનિની (સ્ત્રી), મદન (કામદેવ), મારૂત્ (વાયુ), મા (લક્ષ્મી), મદ, મર્કટ, મત્સ્ય એ દશ મકાર ચચળ છે ૫૧૫

## પ્રસંગે કુમાર્ગે જનારી મહાપુરૂષોની બુદ્ધિ.

कृतान्तपाशबद्धानां दैवोपहतचेतसाम् ।
बुद्धय कुब्जगामिन्यो भवन्ति महतामपि ॥ ५१६

યમરાજના પાશમા બધાયલા, દેવથી હણાયલા મિત્રવાળ મોટા પુરૂષોની (મહાત્માઓની) બુદ્ધિ પણ પ્રસગે આ માર્ગે જનારી થાય છે ૫૧૬

## સ્ત્રીવશ પુત્રો દયાળુ માતાને તજે છે

अपत्यदर्शनस्यार्थे प्राणानपि च या त्यजेत् ।
त्यजन्ति तामपि क्रूरा मातर दारहेतवे ॥ ५१७

પોતાના પુત્ર દર્શનની લાલસાથી જે માતાઓ પોતાન પ્રાણ પણ તજીદે છે તે ક્રુર પુત્રો પોતાની સ્રીને વશ થ તેને ખુશ કરવાની ખાતર તે દયાળુ માતાનો ત્યાગ કરે છે અર્થાત્ સ્રી પરણ્યા એટલે તેને સ્વાધીન થાય છે અને પોતાની જનેતાની સભાળ રાખતા નથી ૫૧૭

## આ પાંચ પ્રકારવાળી સ્ત્રીઓને મોટાઈ મળે છે.

पुत्रसूः पाककुशला पवित्रा च पतिव्रता ।
पद्माक्षी पञ्चभिर्नारी भुवि संयाति गौरवम् ॥ ५१८

પુત્રને પ્રસવનારી, પાક કરવામા કુશળ, પવિત્રતા ધારણ કરનારી, પતિવ્રતા અને પદ્મ સરખા નેત્રવાળી સ્ત્રીઓને આ પૃથ્વીપર શ્રેષ્ઠતા મળે છે (મોટાઇ મળે છે) ૫૧૮

॥ हुताशनश्चंदनपंकशीतल ॥

"ઘસેલા ચદન જેવો ઠંડોગાર અગ્નિ થયો."

सुतं पतन्तं प्रसमीक्ष्य पावके
न बोधयामास पतिं पतिव्रता ।
तदा ह्यसौ तद्भ्रशक्तिपीडितो
"हुताशनश्चंदनपंकशीतलः" ॥ ५१९.

## શમસ્યા પુર્તિ આ પ્રમાણે છે.

પોતાના ખોળામા માથુ મુકીને પોતાનો પતિ સુતો છે તે વખતે તે પતિવ્રતાએ પોતાનો પુત્ર અગ્નિમા પડે છે

એમ દેખતા છતાં પણ તેણે પોતાના પતિને જગાડયો નહિ ત્યારે તેના પતિવ્રતના પ્રભાવથી પળાયલો અગ્નિ "ઘસેલા ચંદન જેવો ઠંડોગાર થઈ ગયો અર્થાત્ પુત્રને બાળી શકયો નહિ તાત્પર્ય કે સતીનો પ્રભાવ એટલો પ્રબળ હોય છે કે તે દેવતાઓની શકિતને પણ મંદ કરી નાખે છે. ૫૧૯

### ક્ષમા સવનુ આભૂષણ છે.

नरस्याभरणं रूपं रूपस्याभरणं गुणः ।
गुणस्याभरणं ज्ञानं ज्ञानस्याभरणं क्षमा ॥ ५२०

નરનુ ભૂષણ રૂપ છે, રૂપનુ ભૂષણ ગુણ છે, ગુણનું ભૂષણ જ્ઞાન છે અને જ્ઞાનનુ ભૂષણ ક્ષમા છે ૫૨૦

### મનનું દમન કરનારો મહત્તા પામે છે

दमस्तेजो वर्धयति पवित्रं च दमः परः ।
विपाप्मा तेजसा युक्तः पुरुषो विंदते महत् ॥ ५२१

(म० भा० शां०)

દમન તેજને વધારે છે, અતિ પવિત્ર છે અને પાપ રહિત તથા તેજસ્વી પુરૂષ મહત્તાને પામે છે ૫૨૧

## ક્ષમાથી શું સિદ્ધ થતું નથી?

क्षमा बलमसक्तानां शक्तानां भूषणं क्षमा ।
क्षमा वशीकृतिर्लोके क्षमया किं न सिध्यति ॥ ५२२
(म० भा० उ० प०)

આ લોકમા અશકતોનુ બળ ક્ષમા છે શકિતમાનનુ ભૂષણુ અને વશીકરણુ પણુ ક્ષમા છે માટે તેનાથી શુ સિધ્ધ થતું નથી ? ૫૨૨

अबुद्धिमाश्रितानां तु क्षंतव्यमपराधिनाम् ।
नहि सर्वत्र पाण्डित्यं सुलभं पुरुषेण वै ॥ ५२३

સમજણુ વગરના અપરાધિઓના અપરાધની ક્ષમા આપવી કારણુકે માણુસોને દરેક વિષયમા પડિતાઇ સુલભ નથી ૫૨૩.

पूर्वोपकारी यस्ते स्यादपराधे गरीयसी ।
उपकारेण यस्तस्य क्षतव्यमपराधिनः ॥ ५२४

કોઇપણુ પુરૂષે પહેલા તારો ઉપકાર કર્યો હોય તે જો ફરી મોટો અપરાધ કરે તો તેના પૂર્વના કરેલા ઉપકારને યાદ કરી તેના અપરાધની ક્ષમા આપવી (માફ કરવો)

## કાયિકાદિ પાપો ક્યાં ક્યાં છે ?

हिंसास्तेयान्यथा कामं पैशून्यं परुषानृते ।
संभिन्नालाप व्यापादमभिध्या दृग्विपर्ययम् ॥
पापं कर्मेति दशधा कायवाङ्मानसैस्त्यजेत् । ૫૨૫
(शु० नी०)

હિંસા, ચોરી તથા અગમ્યાગમન, એ ત્રણ શરીર સંબધી પાપો, ચાડી, કઠોર ભાષણ, જુઠુ બોલવુ તથા જેમ આવે તેમ લવારો કરવો, એ ચાર વાણિના પાપો પારકા દ્રોહનુ ચિંતન, પરધનની ઇચ્છા તથા ઈશ્વરમા અનાસ્તા એ ત્રણ મનના પાપો મળી દશ પ્રકારના પાપો શરીર,વાણી તથા મનથી તજવા ૫૨૫

## દંપતીએ હંમેશાં એક દીલ રાખવું

सम्यक् धर्मार्थकामेषु दंपतीभ्यामहर्निशम् ।
एकचित्ततया भाव्यं समानव्रत वृत्तितः ॥ ૫૨૬

(वेदव्यास.)

સારી રીતે ધર્મ અર્થ તથા કામ સંપાદન કરવામાં દંપતી એટલે સ્ત્રી પુરૂષે હંમેશા એક સરખા વ્રતથી એક ચિત્તે વર્તન કરવુ (કદી પણ બે દિલ રાખવુ નહિ) ૫૨૬.

સ્ત્રીઓએ સ્વતંત્રતા અવશ્ય તજવી.

बाल्ये पितुर्वशे तिष्ठेत् पाणिग्राहस्य यौवने ।
पुत्राणां भर्तरि प्रेते न भजेत् स्त्री स्वतन्त्रताम् ॥ ५२७
(मा० ध०)

બાલ્યાવસ્થામા સ્ત્રીએ પોતાના માતાપિતાને સ્વાધીન રહેવુ યુવાવસ્થામા સ્ત્રીએ પોતાના પતિને સ્વાધીન રહેવુ. અને કદી પતિ મરણ પામે તો પોતાના પુત્ર વીગેરેને વશ રહેવુ પરંતુ કદી પણ સ્વતંત્રપણે રહેવુ નહિ ૫૨૭

સ્થાન ભ્રષ્ટ રહેનારની શોભા નષ્ટ પામે છે.

राजा कुलवधूर्विप्रा मंत्रिणश्च पयोधराः ॥
स्थान भ्रष्टा न शोभन्ते दन्ता केशा नखा नराः ॥
इति विज्ञाय मतिमान् स्वस्थानं न परित्यजेत् ॥ ५२८

રાજા, કુળવાન સ્ત્રી, બ્રાહ્મણો, મંત્રિઓ, મેઘ, દાંત, કેશ પુરૂષ અને નખ એઓ સ્થાનથી ભ્રષ્ટ થયેલા કદી પણ શોભતા નથી એમ જાણીને વિદ્વાન (બુદ્ધિમાન) પુરૂષે કદી પણ પોતાનું સ્થાન છોડવું નહિ ૫૨૮

### સ્થાન પરત્વે ગુણોને માન મળે છે

"शिखरिणी."

उभौ पक्षौ श्वेतौ वियति विषये त्वारितगति

सदा मीनं भुङ्क्ते वसति सततं स्थाणुशिरसि ।

वके मवश्चान्द्रा गुणसमुदय: कश्चिदधिको

गुणा. स्थाने मान्या नरवर ! ननु स्थानरहिता:॥ ५२९

બક પક્ષે—હે નરશ્રેષ્ઠ ! બે "પક્ષ" પાંખો ધોળી છે આકાશમા અત્વરિત ગતિ છે હમેશા માછલાઓ ખાય છે અને રામચ વૃક્ષ પર્વત વગેરેના ઉપર રહે છે આ પ્રમાણે ચન્દ્રમાના તમામ ગુણ બગલામા રહેલા છે પણ ગુણો જો સ્થાનમા હોય તોજ તે માનવા યોગ્ય છે પરતુ સ્થાન વિના તેનુ માન બિલકુલ હોતુ નથી

## બીજો અર્થ

ચદ્ર પક્ષે - બે પક્ષ ઉજવળ છે, **વિયતિ** આકાશમાં અવાગ્તિ ગતિ છે **મીન** રાશિને ભોગવે છે સમગ્ર **સ્થાણુ** શંકરના મસ્તક પર રહે છે આ પ્રમાણે ચદ્રમાના ગુણો બધાજ બગલામા છે પરતુ તે સ્થાન પરત્વેજ શોભે છે, મનાય છે અન્યથા તે કદી પણ માનવા યોગ્ય નથી

## સ્ત્રીઓનુ કર્તવ્ય.

पत्युः पूर्वं समुत्थाय देहशुद्धिं विधाय च ।
उत्थाप्य शयनीयानि कृत्वा वेश्मविशोधनम् ॥ ५३०
( शु० नी० )

સ્ત્રીએ પતિની પહેલા ઉઠી, દાતણ પાણી વગેરેથી દેહશુધ્ધ કરી સુખ ગોદડાં પથારી ઉપાડી ઘરને ઝાડી સાફ કરી ૫૩૦

महानसस्थपात्राणि बहिः प्रक्षाल्य सर्वशः ।
मृद्भिस्तु शोधयेच्चुल्लीं तत्राग्निं सेन्धनं न्यसेत् ॥ ५३१
( शु० नी० )

તેમજ રસોડાના સઘળા વાસણો ઘરની બહાર સારી રીતે અજવાળી, માટીવડે ચુલાને લીપવો અને તેમા કાષ્ઠ સહિત અગ્નિ મૂકવો ૫૩૧

स्मृत्वा नियोगपात्राणि रसान्नद्रविणानि च
कृतपूर्वाण्हकार्येष श्वशुरावभिवादयेत् ॥ ५३२

ઘરમા વાપરવાના બીજા વાસણો, ઘી, તેલ વગેરે રસ, ધાન્ય તથા હમેશા ખર્ચ માટેના પૈસા તપાસવા એ પ્રમાણે મહત્વાનુ કામ પતાવી નાહી ધોઇ સ્વચ્છ થઇ સાસુ સસરા વગેરે વડીલોને હમેશા પગે લાગવુ

## કોણ કોણ નાશ પામે છે.

असंतुष्टा द्विजा नष्टा संतुष्टश्च पार्थिवाः ।
सलज्जा गणिका नष्टा निर्लज्जाश्च कुलांगना ॥ ५३३

(स० प० मा०)

બ્રાહ્મણ અસંતોષી નાશ પામે છે, સંતોષી રાજા નાશ પામે છે, શરમાળ વૈશ્યા નાશ પામે છે અને લાજ વગરની કુળવધૂ નાશ પામે છે ૫૩૩

## ઝેર સમાન ગણાતી વસ્તુઓ.

अनभ्यासे विषं शास्त्रं अजीर्णे भोजनं विषम् ।
विष सभा दरिद्रस्य वृद्धस्य तरुणी विषम् ॥ ५२४

( स० प० मा० )

અભ્યાસ વગર શાસ્ત્ર કડવુ ઝેર જેવુ થાય છે, અજીર્ણ થયુ હોય ત્યારે ભોજન ઝેર સમાન છે દરિદ્રી પુરૂષને સભા ઝેર જેવી લાગે છે અને ઘરડા પુરૂષને તરૂણ સ્ત્રી ઝેર સમાન છે

## મતલબી દોષને દેખતો નથી.

न च पश्यति जन्मान्धः कामान्धो नैव पश्यति ।
न पश्यति महोन्मत्तो ह्यर्थी दोषान्न पश्यति ॥ ५२५

( चा० नी० )

જેમ જન્મથીજ આંધળો માણુસ દેખતો નથી તેમ કામાંધ અને મહોન્મત્ત પણ દેખતો નથી તેમજ પુરો મતલબી (સ્વાર્થી) માણુસ દોષને દેખતો નથી.

## જારકર્મ પ્રતિષ્ઠા વગેરેનો નાશ કરે છે.

॥ मालिनी ॥

रहसि रचितमेतज्जारकर्मातिनीचैः
लशुनमिव सुभुक्तं याति लोके प्रसिद्धिम् ।
तदिह सकलवर्गैर्नैव विद्वान् विदध्यात्
क्षणिकसुखकृते स्याद्यत् प्रतिष्ठार्थनाशः ॥ ५३६

નીચ માણસોએ એકાન્તમાં કરેલું જારકર્મ ખાધેલા લસણની પેઠે લોકમાં જાહેર થઇ જાય છે માટે બુદ્ધિમાને સકલ જનોએ નિંદેલું તે કર્મ કદી પણ કરવું નહિ કારણકે ક્ષણ માત્ર સુખને વાસ્તે પ્રતિષ્ઠા તથા ધનનો નાશ થાય છે

### અતિ સર્વત્ર વર્જ્ય કરવું.

अतिरूपाद्धृता सीताऽतिदर्पाद्रावणो हतः ।
अतिदानाद् बलिर्बद्धो ह्यतिसर्वत्र वर्जयेत् ॥ ५३७

(स० प० मा०)

અતિશય રૂપ હોવાથી સાતાનુ હરણુ થયુ. અતિશય ગર્વ કરવાથી રાવણુ નાશ પામ્યો, અતિશય દાન કરવાથી બળીરાજાને બધાવુ પડયુ માટે અતિનો સર્વત્ર ત્યાગ કરવો

## પત્રને મથાળે શ્રી લખવાનો પ્રકાર.

सुत भृत्यसुहृच्छत्रुस्वामिमद्गुरुदेवते ।
एकैकोत्तरतां वृद्ध्या श्रीकारः पत्रमूर्धनि ॥ ५३८

( सु० रा० नी० )

પુત્રને ૧ શ્રી, ભૃત્યને ૨ શ્રી મિત્રને ૩ શ્રી, શત્રુને ૪ શ્રી સ્વામીને ૫ શ્રી ન ગુરુને ૬ શ્રી અને દેવતાને ૭ શ્રી એ પ્રમાણે પત્રને મથાળે શ્રીકાર લખવા

## વધારે પરિચય અનાદરનુ કારણુ છે.

अतिपरिचयादवज्ञा सततगमनादनादरो भवति ।
मलये भिल्लपुरध्री चंदनतरुकाष्ठमिन्धनं कुरुते ॥ ५३९

( स० प० मा० )

જેની સાથે અત્યત પરિચય થાય છે ત્યારે તેનો અનાદર થાય છે અહિઆ ચદન કેટલુ બધુ મોઘુ મળે છે

અને મલયાચળ પર્વતપર ભીલડીઓ તેને લાકડાને ઠેકાણે બાળે છે ૫૩૯.

## વિધિએ લખેલું શુભ કે અશુભ કોણ ટાળી શકે છે.

॥ शिखरिणी ॥

लुलाये गोमायौ मृगपरिषदि श्वापदकुले
करिष्यन्कारुण्यं किमिह महिमानं गमयसि।
निमग्नः पंकेऽस्मिन्ननुभव करीन्द्राधिपदशां
अभद्रं भद्रं वा विधिलिखितमुन्मूलयति कः ॥ ५४०

( स० प० मा० )

મહિષ ઉપર, શિયાળ ઉપર, મૃગલાઓના ટોળામાં, શિકારી પ્રાણિઓના ટોળામાં જો તું કૃપાળુતા કરીશ તો તેથી મહિમા કેમ કરીને પામીશ માટે આ કાદવમાં મગ્ન થએ ગજેંદ્રની દશાનો અનુભવ કર કારણકે વિધિએ લખેલું શુભ અશુભ કોણ ટાળી શકે છે ૫૪૦

## ક્ષમા રૂપી ધનુષ્ય

क्षमाधनुः करे यस्य दुर्जनः किं करिष्यति ।
अतृणे पतितो वन्हिः स्त्रयमेवोपशाम्यति ॥ ५४१

(स० प० मा०)

જેના હાથમા ક્ષમારૂપી ધનુષ્ય છે તેને દુર્જનો શુ કરી-કવાના છે ? ઘાસ વિનાની જગ્યામા પડેલો અગ્નિ પોતેજ તાની મેળે શાત થઇ જાય છે તેમ ક્ષમા છે ત્યા દુર્જનોનુ ઇપણુ ચાલી શકતુ નથી

## પડિતો પેટને ખાતર શું નથી કરતા?

अस्य दग्धोदरस्यार्थे किं न कुर्वन्ति पडिताः ॥
वानरीमिव वाग्देवीं नर्तयन्ति गृहे गृहे ॥ ५४२

(सु०)

આ બળેલા પેટને માટે પડિતો શુ નથી કરતા ? ઓ વાનરીની પેઠે પોતાની પૂજ્ય વાણિદેવીને ઘેરે ઘેર ચાવે છે ૫૪૨

## પારકા ઘરમાં પેસનાર હલકાઇ પામે છે.

"मालिनी"

उडुगणपरिवारो नायकोऽप्योषधीना
ममृतमयशरीरः कान्तियुक्तोऽपि चंद्र ।
भवति विगतरश्मिर्मडलं प्राप्य भानोः
परसदननिविष्टः को लघुत्वं न याति ॥ ५४३

નક્ષત્ર ગણના પરિવારવાળો, ઔષધીઓનો સ્વામી અધિપતિ) અમૃતમય શરીરવાળો અને કાન્તિવાળો ચંદ્રમા પણ સૂર્ય મંડળને પ્રાપ્ત કરે છે તો તેથી તે તેજ હીન થાય છે તેથી પારકે ઘેર પ્રવેશનારો કયો પુરુષ હલકાઇ પામતો નથી ?

## પેટને માટેજ અગ્નિથી દુર્જનોનાં મોં જોવા પડે છે.

"स्रग्धरा."

किं कंदा कंदरेभ्य प्रलयमुपगता निर्झरा वा गिरिभ्य
प्रध्वस्ता वा तरुभ्य सरसफलभृतो वल्कलिन्यश्च शाखा·

वीक्ष्यंते यन्मुखानि प्रसभमपगतप्रश्रयाणां खलानां
दुःखोपात्ताल्पवित्तस्मयपवनवशान्नर्तितभ्रूलतानि ॥ ५४४

શુ ગુફાઓમાથી કદ મૂળનો પ્રલય થઇ ગયો ? શું ર્વતોમાથી ઝરણાઓના નીર ખુટી ગયા ? શુ ઝાડોના ાદર રસમય ફળો નાશ પામ્યા ? શાખાઓમાથી છાલનાં લ્કલોનો નાશ થયો ? અરેરે ? દુખથી મેળવેલા ધનનો ર્વ પવનથી ભ્રકુટીલતાને નચાવના (ડાળા કાઢતા) વિનય ગરના દુર્જનોના મોઢા જોવા પડે છે (ખરેખર એ પેટને ાતરજ સહેવુ પડે છે)

## ગયેલી જુવાની પાછી લાવનાર વસ્તુઓ.

अर्थो नराणां पतिरङ्गनानां
वर्षा नदीनामृतुराट् तरूणाम् ॥
स्वधर्मचारी नृपतिः प्रजानाम्
गतं गतं यौवनमानयन्ति ॥ ५४५

માણસોને ધન મળવાથી, સ્ત્રીઓને સ્વામી નદીઓને ારસાદ, વૃક્ષોને વસંત ઋતુ, પ્રજાઓને સ્વધર્મ પ્રમાણે ચાલનાર રાજા, ગયેલી જુવાની પાછી લાવે છે ૫૪૫

ભલે દૂર છતાં મિત્ર તો પાસેજ છે.

“ वृत्तम् ”

गिरौ मयूरा गगने पयोघरा
लक्षान्तरेऽर्कश्च जलेषु पद्मम्
इन्दुर्द्विलक्ष कुमुदस्य बंधु
र्योयस्य मित्रं नहि तस्य दूरम् ॥ ५४६

મોર પર્વત ઉપર છે અને મેઘ આકાશમા છે, સૂર્ય એક લક્ષ યોજન ઉચો છે અને કમળ જળમા છે, ચદ્ર બે લક્ષ યોજન ઉચો છે છતા કુમુદનો મિત્ર છે એટલે કે જેનો મિત્ર છે તે ભલે તેનાથી દૂર છે છતા પણ તે પાસેજ છે એમ સમજવુ. ૫૪૬

श्री कृष्णार्पणमस्तु,

---

